# હેરી નું ટટ્ટુ

બાર્બરા એન પોર્ટ

ચિત્ર: યોસી અબોલાફીયા



# હેરી નું ટટ્ટુ

બાર્બરા એન પોર્ટ

ચિત્ર: યોસી અબોલાફીયા



ડેબોરા અને રસેલ માટે

-બી.એ.પી.

એવી માટે

-વાય.એ.





હું હેરી, એક ટટ્ટુનો માલિક છું.

એને મેં એક પ્રતિયોગીતામાં જીત્યું હતું:

પચાસ અથવા એનાથી ઓછા શબ્દોમાં

જણાવો કે તમને જેમ્સ પોપ્સ

કેટલા સારા લાગે છે.

દરેક અરજી સાથે જેમ્સ પોપ્સ

ના ડબ્બાના ઉપરના હિસ્સા

અને દસ લેબલ અવશ્ય મોકલો.

મેં આ લખ્યું હતું:

હું હેરી છું. મને જેમ્સ પોપ્સ બહુ પસંદ છે.
મારા પાપાને પણ.
પાપા એના પોપ્સ ટોસ્ટરમાં નાખીને ગરમ કરે છે.
હું મારા તળેલા ઈંડામાં બોળું છું.
પણ ફક્ત જરદીમાં.
હું એને ડીપસી ડૂડલ કહું છું.
"તારા દાંત સાફ કરવાનું
ભૂલતો નહીં,"
નાસ્તો કર્યા પછી પાપા કહે છે.
એ દંત ચિકિત્સક છે.
મારા દાંતમાં હજી પોલાણ નથી થયું.

"ચીપ્પી!" મેં બૂમ પાડી.

"મેં પ્રતિયોગિતા જીતી છે."

પાપા રૂમમાંથી માથું બહાર કાઢે છે.

"આ હંગામો શેને લીધે?" એણે પૂછ્યું.

મેં એને મારો પત્ર દેખાડયો.





"પ્રિય હેરી મોસ્કોવિત્ઝ:

અભિનંદન!

તારી અરજીએ જેમ્સ પોપ્સ પ્રતિયોગિતામાં

પ્રથમ સ્થાન મેળવ્યું છે.

પહેલું ઇનામ એક ટટ્ટુ છે.

તારું ઇનામ મેળવવા માટે

મહેરબાની કરીને 1-800-123-4567 પર સંપર્ક કરો ..."

નીચે નાના અક્ષરોમાં લખ્યું હતું:

"જીતવાવાળો ચાહે તો

એના બદલે એક સાઇકલ પણ લઇ શકે છે."

"અભિનંદન!" પાપાએ કહ્યું.

"એક નવી સાઇકલથી વધારે

સારું કંઇ ન હોઈ શકે."

"આભાર," મેં કહ્યું,

"પણ જો તમને ફરક ન પડે,

તો હું એક ટટ્ટુ જ લેવા ચાહીશ.

સાઇકલ તો મારી પાસે છે જ."



"મઝેલ ટોવ!" પાપાએ કહ્યું.

જેનો અર્થ છે, નસીબદાર છે!

"હવે તારી પાસે બે-બે સાઇકલ હશે!"

મને ડર હતો કે એ એવું જ કહેશે.



"પ્લીઝ, પ્લીઝ, પ્લીઝ," મેં વિનંતી કરી.

"મને હંમેશાથી એક ટટ્ટુ જોઈતું હતું."

પાપાએ એક ઊંડો શ્વાસ છોડયો.

"હેરી, મારી વાત પર ભરોસો કર,

આ ઘરમાં ટટ્ટુ રાખવાનું સંભવ નથી."

"બરાબર છે," મેં કહ્યું.

"એ ઘરમાં નહીં રહે.

એને આમ પણ બહાર રહેવાનું સારું લાગે છે."

મેં જવાબમાં કહ્યું.

"ચોક્કસ, બહાર એટલે ગામમાં,"

પાપાએ કહ્યું.

"આપણે ઉપનગરમાં રહીયે છીએ.

અહીં પરિક્ષેત્રના પ્રતિબંધો લાગૂ છે,

જેમાં લખ્યું છે 'ટટ્ટુ નહીં'" પાપાએ કહ્યું.

આટલું કહીને પાપા એના રૂમમાં પાછા ફર્યા.





થોડા સમય પછી રોઝ ફઈબા મળવા આવ્યા.

મેં એને મારો પત્ર બતાવ્યો.

"અભિનંદન, હેરી," એ બોલ્યા,

"ખબર છે મને પણ હંમેશાથી

એક ટટ્ટુ ની ઈચ્છા હતી."

પાપાએ એનું ગળું ખંખેર્યું.

"આમ તો સાઇકલ પણ સારી છે,"

એણે જલ્દીથી જોડયું.

ત્યાં મને એક વિચાર આવ્યો.

"ફઈબા, શું મારું ટટ્ટુ

તમારી સાથે રહી શકે?"

મેં ફઇબાને પૂછ્યું.

"એ ગર્લને સંગત આપશે."

ગર્લ મારી કૂતરી છે જે

મારા ફઈબા સાથે રહે છે

કારણકે મારા પાપાને એલર્જી છે.

રોઝ ફઇબાએ નકારમાં માથું હલાવ્યું.

"માફ કરજે, હેરી," એ બોલ્યા,

"કૂતરી રાખવી એક વાત છે,

પણ ટટ્ટુ તો અલગ જ વાત છે.

અને પછી પરિક્ષેત્રના પ્રતિબંધો પણ છે."





બીજે દિવસે સ્કૂલમાં મેં
ડોરકસ અને એડી સાથે ચર્ચા કરી.
અમે પરિક્ષેત્રના નિયમો વિષે વાત કરી.
"કદાચ એ નિયમનો અર્થ એવો હોય,
કે ટટ્ટુ અહીં બધો સમય રહી ન શકે,"
એડીએ થોડીવાર વિચારીને કહ્યું.
"જો તારું ટટ્ટુ મહેમાન
બનીને થોડા સમય માટે આવે તો?"
"મહેમાન બનીને?" મેં પૂછ્યું.
"હા, ભાઈ. એ પહેલા તારું મહેમાન બને,
પછી મારું, અને પછી ડોરકસનું.
પછી એ જ સિલસિલો ચાલુ રહે."
"વિચાર તો ઉમદા છે," ડોરકસે કહ્યું.

સ્કૂલ પછી એમણે એના

માતા-પિતાને પૂછ્યું.



"બિલકુલ નહીં," એડી

ની માઁ એ એને કહ્યું.



"નહીં, નહીં, નહીં," ડોરકસના પાપાએ કહ્યું.

પણ ડોરકસની મોટી બહેન સિલ્વિયાએ

ડોરકસને કહ્યું,

"જો હું કોઇ ટટ્ટુ જીતતી,

તો હું ધંધો શરુ કરતી."

"ધંધો?" જયારે ડોરકસે બીજે દિવસે મને કહ્યું
ત્યારે મેં પૂછ્યું.

"ચોક્કસ! સિલ્વિયા કહે છે કે તારે

સૌથી પહેલા ધંધો કરવાનું

લાઇસન્સ લઈ લેવું જોઇએ."



"એડી અને હું ધંધામાં

તારા ભાગીદાર બની શકીયે.

આપણે પાટિયા લગાવી શકીયે."








"આપણે ફોટા પણ પાડી શકીયે,

અને એને વેચી શકીયે," એડીએ જોડયું.

"મમ્મીઓ અને પાપાઓને ટટ્ટુ પર સવાર

એના બાળકોના ફોટા બહુ ગમશે."





"અને કાઉબોય હેટ પહેરેલા,"

મેં ઉત્સાહ થી કહ્યું.

"હું એને મારી હેટ ભાડે આપી શકું છું."

અસલમાં ગયે વર્ષે

મારા જન્મદિવસની પાર્ટી પછી

મારી પાસે કાઉબોય હેટનો સારો સંગ્રહ હતો.

"જયારે આપણે ધંધામાં થી સારા પૈસા કમાઈ લેશું,

ત્યારે આપણે એક ગાડી ખરીદી લેશું," ડોરકસે કહ્યું.

"પછી આપણે જન્મદિવસની પાર્ટી કરીને

અમીર બની શકીયે છીએ."

રાત્રીના ભોજન અને સમાચાર પછી

મેં પાપાને અમારી યોજના જણાવી.

"હું જે પૈસા કમાઇશ,

એને એક બચત ખાતામાં નાખી દઇશ,

મારી કોલેજના ભણતર માટે,"

મેં વાયદો કર્યો.

મારા પિતાએ એક ઊંડો શ્વાસ છોડયો.

"હેરી, શું તને અંદાજ પણ છે કે

એક ટટ્ટુને રાખવા માટે કેટલો ખર્ચ થાય છે?"










"ટટ્ટુ ફક્ત ઘાસ નથી ખાતું,

એને માટે સૂકું ઘાસ, જવ

અને વિટામિન ખરીદવા પડે છે;

સાથે ધાબળા અને બ્રશ,

કાઠી અને લગામ પણ.



અને ન કરે નારાયણ

અને એ બીમાર પડે,

તો પશુચિકિત્સકને બોલાવવો પડે.

અને એ મોંઘા હોય છે.

અને સ્વસ્થ ટટ્ટુને પણ રસી મૂકાવવી પડે છે,

અને થોડા-થોડા મહિને

એના પગની નાળ બદલવી પડે છે."

પાપા એટલું બધું બોલીને શ્વાસ લેવા રોકાયા.







હું વિચારવા લાગ્યો કે પાપા ટટ્ટુ વિષે

આટલી બધી માહિતી કેવી રીતે જાણે છે.

પાપાએ આગળ કહ્યું, "મારો વિશ્વાસ કર, હેરી,

તું જો તારી સાઇકલ વેચી દઈશ

તો ઘણો જલ્દી અમીર બની શકે છે."

જરૂર! મેં વિચાર્યું.

પણ ત્યારે મારા ટટ્ટુ નું શું થશે?





"મારા પાપાએ તો ના કહી દીધી," મેં ડોરકસ

અને એડીને બીજે દિવસે સ્કૂલમાં જણાવ્યું.

"કદાચ મારે ગર્લ અને મારા ટટ્ટુ સાથે

ભાગી જવું જોઇએ."

"તારો કહેવાનો અર્થ છે, ટટ્ટુ પર સવાર

થઇને નીકળી જવું જોઇએ, છે ને?"

ડોરકસે પૂછ્યું.

"પણ તું ભાગીને જઈશ ક્યાં?"

એડીએ સવાલ કર્યો.

ત્યાં મને અચાનક એક વિચાર આવ્યો.

"ઓક્લાહોમા, નાની અને નાના મરે પાસે,

એમના મગફળીના ખેતરમાં રહેવા માટે," મેં કહ્યું.

"મારી માઁ જયારે મારી ઉંમરની હતી ત્યારે

એની પાસે એક ઘોડો હતો."

અમે નકશામાં ઓક્લાહોમા જોયું.

"આ તો બહુ દૂર લાગે છે.

જો તું રસ્તામાં ખોવાઈ ગયો તો શું થશે?"

એડીએ કહ્યું.



"જો તારી ધરપકડ થઇ તો?"

ડોરકસે કહ્યું. "મારા મત પ્રમાણે

રાજમાર્ગ પર ટટ્ટુની સવારી

કરવાની મંજૂરી નથી."







"પછી તો તારે જેલમાં ત્યાં સુધી રાહ જોવી પડશે

જ્યાં સુધી તારા પાપા તને છોડાવવા ન આવે.

તારા ટાટ્ટુના તો કોણ જાણે

શું હાલ થશે? બહુ ડરામણું છે આ બધું!"

મારી આંખોમાં તો આંસુ આવી ગયા,

પણ મેં કોશિશ કરી કે હું મટકું ન મારું.

હું નહોતો ઇચ્છતો કે કોઇ એવું વિચારે

કે હું રડી રહ્યો છું.

સ્કૂલ પછી હું જલ્દીથી

રોઝ ફઇબાને ઘરે ગયો.

શુક્રવારે ગર્લને ચાલવા લઈ જવાનો

મારો વારો હતો.

ફઇબાનું સંગીત બેન્ડ ત્યાં જ હતું.

એ બધા પૂર્વાભ્યાસ (રિહર્સલ) કરવા
આવ્યા હતા.

રિહર્સલ પૂરું થતા એ

પોતપોતાનો સામાન સમેટી રહ્યા હતા.

"હાઈ હેરી," થોડા લોકોએ કહ્યું.

"અભિનંદન!" બીજાઓએ કહ્યું.



"મઝેલ ટોવ!" હરબર્ટે કહ્યું.

એ ફ્રેન્ચ હોર્ન વગાડે છે.

"કોઈ છોકરો રોજ ટટ્ટુ જીતતો નથી."

"અથવા સાઇકલ," ડ્રમ વગાડવાવાળી લુસિલ કહે છે.

"કાલે મળશું," એવું કહેતા એ લોકો જવા લાગે છે.



સિવાય જંગલી મેમી,

જે ક્લેરીનેટ વગાડે છે, એ જતી નથી.

ન તો ફઈબા રોઝ અને ફૂવા લીઓ.

"ચહેરા પર ખુશી તો લાવ, હેરી!

તું કેટલો ઉદાસ લાગી રહ્યો છે.

એક પ્રતિયોગિતા જીતવાવાળો

તો તું જરાય લાગી રહ્યો નથી,"

લીઓ ફૂવાએ કહ્યું.

"લે, બિસ્કિટ ખા," રોઝ ફઇબાએ કહ્યું.

" જંગલી મેમી અમને એક

ટટ્ટુ ફાર્મ વિષે જણાવી રહી હતી."

"ટટ્ટુ નું ફાર્મ?" મેં આશ્ચર્ય થી પૂછ્યું.

"રેડ બાર્ન ટટ્ટુ ફાર્મ,"

જંગલી મેમીએ કહ્યું.

"હું ત્યાં મદદ કરવા જાઉં છું,"

એણે કહ્યું.

"મારો અકસ્માત થયો એ પહેલા

હું મેળાની પ્રતિયોગિતામાં જંગલી

ઘોડાની સવારી કરતી હતી.

એટલે તો મારા નામની આગળ

જંગલી જોડાયું.

હવે હું વિકલાંગ બાળકોને

ટટ્ટુની સવારી કરતા શીખવાડું છું,

અને ટટ્ટુની દેખભાળ પણ કરું છું.

ત્યાં તારું ટટ્ટુ બહુ કામ લાગશે."





મને આ બધું સાંભળીને બહુ અચરજ થયું.

ખાસ કરીને જંગલી મેમીના નામની વાત પર.

હું તો હંમેશા વિચારતો હતો

કે એના નામની આગળ જંગલી એટલા માટે

જોડાયું હશે, જેવી રીતે એ એની

વ્હીલચેર ચલાવે છે.

એણે ફાર્મના થોડા ફોટા કાઢીને

મને બતાવ્યા.

મેં એ બહુ ધ્યાનથી જોયા.

એમાં બાળકો બહુ ખુશ લાગી રહ્યા હતા.

અને ટટ્ટુ પણ.

અલબત્ત, ફેંસલો તારા પર છે,"

જંગલી મેમીએ જોડયું.

"પણ મને લાગે છે કે

તારા ટટ્ટુને આનાથી વધારે

સારું ઘર મળી જ નહીં શકે."

મેં બધા ફોટા ફરી જોયા.





"તારે તારો ફેંસલો હમણાં જ
કરવાનો નથી," રોઝ ફઈબાએ કહ્યું.
"તારો સમય લે," લીઓ ફૂવાએ કહ્યું,
"તારા પાપા સાથે વાત કર."
"બરાબર છે," જંગલી મેમીએ કહ્યું,
"સારી રીતે વિચારી લે.
અને જો તારા ટટ્ટુને આ
ફાર્મમાં આપવાનું હોય, તો મને કહેજે.
હું બધી વ્યવસ્થા કરી દઈશ."
"ભલે, જરૂર જણાવીશ," મેં જવાબ
આપ્યો.

મેં ગર્લનો પટ્ટો લીધો
અને એને ફેરવવા નીકળી પડયો.
"મને એટલી તો ખબર પડશે
કે મારું ટટ્ટુ ક્યાં છે,
અને એ પણ કે એને એક સારું ઘર મળ્યું છે,"
મેં ગર્લને કહ્યું.
"અને એને બીજા ટટ્ટુ નો સાથ પણ મળશે."







રાતના ભોજન પછી મેં પાપા ને વાત કરી.

"મને લાગે છે કે એ આ ફાર્મ

અને ટટ્ટુ બંને માટે સારું થશે.

પણ નવી સાઇકલ પણ સારી હોત.

પણ એ ફેંસલો તારી ઉપર છે," પાપાએ કહ્યું.

પછી ગાદલામાં સૂતા-સૂતા હું આ બધું વિચારી રહ્યો હતો, ફેંસલો કરવાની કોશિશ કરી રહ્યો હતો.

એ રાતે મેં એક સપનું જોયું,

સપનામાં હું એક કાઉબોય હતો.

હું એક પ્રતિયોગિતામાં સાઇકલ ચલાવતા

એક વ્હીલચેરમાં બેઠેલા ટટ્ટુને દોરડાનો

ફંદો નાખીને પકડવાની કોશિશ કરી રહ્યો હતો.

દરેક વખતે હું એને પકડવાનો જ હતો,

ત્યાં મારી સાઇકલ પડી જતી હતી.



સવારે જયારે મારી આંખ ખૂલી ત્યારે

હું ભોંય પર પડેલો હતો.

બ્રશ કરતી વખતે મેં મારા ટટ્ટુ

વિષે થોડું વધારે વિચાર્યું.

"મેં નિર્ણય કરી લીધો છે કે

હું મારું ટટ્ટુ ફાર્મ ને આપીશ,"

મેં નાસ્તો કરતે સમયે પાપાને કહ્યું.



"શું તને ખાતરી છે?" એણે પૂછ્યું.

"હા," મેં જવાબ આપ્યો. "મને ખબર

તો પડશે કે મારુ ટટ્ટુ ક્યાં છે,

અને એ પણ કે એને સારું ઘર મળ્યું છે.

મને બીજી સાઇકલની જરૂર નથી."

પછી, મેં જંગલી મેમીને ફોન કરીને જણાવ્યું.

એણે પાપા સાથે પણ વાત કરી.

એ રાતે એનો ફોન આવ્યો.

"મેં જેમ્સ પોપ્સવાળા સાથે

અને ફાર્મવાળા સાથે વાત કરી લીધી છે.

ટટ્ટુ આવતા અઠવાડીએ ફાર્મ પર પહોંચશે.

રેડ બાર્ન ફાર્મવાળા ચાહે છે કે તું પણ ત્યાં

આવતા શુક્રવારે આવ

અને એને ટટ્ટુ ભેટમાં આપ."

"મને લાગે છે કે તેં

સારો નિર્ણય કર્યો છે,"

પાપાએ મને કહ્યું.

હું આશા કરું છું કે એ સાચા હોય.

કારણકે હવે ફેંસલો બદલવા માટે

બહુ મોડું થઇ ગયું છે.





શુક્રવારે, ભેટ સમારોહના દિવસે,

પાપા મને સ્કૂલેથી થોડા વહેલા લેવા આવ્યા.

એની સાથે રોઝ ફઈબા અને લીઓ ફૂવા પણ હતા.

મેં ગાડીમાં જ મારા કપડાં બદલ્યા.

મેં મારા કાઉબોય બૂટ પહેર્યા

અને કાઉબોય હેટ પણ પહેરી.

મેં એને મારી હડપચી નીચે બાંધી.

મેં આશા કરી કે પવન બહુ જોરથી ન ફૂંકાય.

જ્યારે અમે ફાર્મ પર પહોંચ્યા

ત્યારે મારું ટટ્ટુ આવી ગયું હતું,

અને જંગલી મેમી પણ.

એણે મને એક ગાજર આપ્યું.

"આ તારી સપાટ હથેળી પર રાખ,

અને ટટ્ટુ ને ખવડાવતી વખતે હલતો નહીં."

મેં બરાબર એમ જ કર્યું.





મારા ટટ્ટુએ ગાજર ખાધું,

પછી એ મારી હેટને ધીમેથી કરડવા લાગ્યું.

મને લાગે છે કે એ મને પસંદ કરે છે.



થોડીવારમાં એક મોટી ગાડી ત્યાં આવી.

જેમ્સ પોપ્સની એક મહિલા એમાંથી ઉતરી.

પાપા અને મેં થોડા કાગળ પર સહી કરી,

જેમાં લખ્યું હતું કે ટટ્ટુ હવે મારું હતું.

સમાચારપત્રનો ખબરપત્રી અને

એક ફોટોગ્રાફર પણ ત્યાં હતા.



એણે ફોટા પાડયા અને સવાલ પૂછ્યા.

મેં એને પરિક્ષેત્રના નિયમો વિષે જણાવ્યું.

"જે હોય તે, આમ પણ એક ટટ્ટુ માટે એક ફાર્મ

ઘરના વાડા કરતા સારું જ છે," મેં એને કહ્યું.

ત્યાં ભેટ સમારોહનો સમય થયો.





મેં મારા ટટ્ટુની લગામ પકડી.

રેડ બાર્નના વડાએ એની છડીનો ટેકો લેતા

એક નાનું ભાષણ કર્યું.

"હું બધા બાળકો, એના માતા-પિતા

અને રેડ બાર્નના કાર્યકર્તાઓ તરફથી

તારો આભાર માનું છું,"

અને એણે આગળ જોડયું,

"તને જયારે મન થાય ત્યારે તું અહીં

આવી શકે છે."

"આભાર, હું આવીશ," મેં કહ્યું.

પછી મેં મારા ટટ્ટુની લગામ

સિન્ડી નામની એક નાની છોકરીને પકડાવી,

જે મારી પાસે જ ઉભી હતી.

એણે મને એક ટ્રોફી પકડાવી.

એ એક ટટ્ટુની પ્રતિમા હતી.





એ જ સમયે જોરદાર

પવન ફૂંકાયો,

મારી હેટ ખુલી ગઈ.

મેં એક હાથે એને પકડી.

બધાએ તાળીઓ પાડી.

"આભાર," મેં કહ્યું.



ઘરે જતા ગાડીમાં

હું મારી ટ્રોફી ખોળામાં રાખીને બેઠો.

એની નીચે લખેલું હતું:

હેરી મોસ્કોવિટ્ઝ

રેડ બાર્ન ટટ્ટુ ફાર્મ

નો મિત્ર

મેં મારી ટ્રોફીને મારા રૂમમાં રાખી

મારી કાઉબોય હેટના સંગ્રહ પાસે.







બીજે દિવસે

સમાચારપત્રમાં એક ચિત્ર છપાયેલું હતું,

જેમાં સિન્ડી, હું અને મારું ટટ્ટુ હતા.

મેં એને કાપ્યું અને

મારા પરિવારના આલ્બમમાં એને ચોંટાડી દીધું.

કોને ખબર છે? હું મનમાં બોલ્યો.

આગલી પ્રતિયોગિતામાં હું કદાચ

રોલરબ્લેડસ ની એક જોડી જીતી જાઉં.

એ વધારે સરળ હશે.

પછી હું મારી સાઇકલ લઈને

રોઝ ફઈબાના ઘરે ગયો.

ગર્લ બહાર વાડામાં હતી.

મેં એને ભેટ સમારોહ વિષે જણાવ્યું.

"બધું બરાબર હતું," મેં કહ્યું.

"રેડ બાર્ન ફાર્મમાં હવે એક નવું ટટ્ટુ છે,

અને ટટ્ટુને પણ એક નવું ઘર મળી ગયું છે.

મારી પાસે એક ટ્રોફી છે, અને

મારી હેટ પણ ઉડી નહીં."

ગર્લ ભસવા લાગી,

જાણે એને આ બધું સાંભળીને

ખુશી થઈ હોય.



"અરે આ બધી ધમાલ કેમ છે?"

રોઝ ફઈબાએ દરવાજા પર આવીને કહ્યું.

"ઓહ, તું છે હેરી.

અંદર આવીજા. મેં હમણાં જ

ઓટમીલ ના બિસ્કિટ બનાવ્યા છે."

હું એની પાછળ થોડા બિસ્કિટ ખાવા ગયો.

ગર્લે એની પૂંછડી હલાવી અને મારી સાથે આવી.

